ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નંબર ૨

# ગરીબો અને માલદારોને

## સુલેહનો પયગામ.

(તબલીગને માટે તેની જરૂર.)



લેખક અને પ્રકાશક,

પીરઝાદા

**મોટામીયાં માંગરોલની ગાદીવાળા.**



હી. સ. ૧૩૪૮ ઈ. સ. ૧૯૨૯





પ્રત ૧૦૦૦

સુરત ખરાનપુરી ભાગોળ હાજીવાળી ગલીમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીંમત ૦-૩-૦

# બે બોલ.

## બિસ્મીલ્લા હિર્રહમા નિરંહીમ.

ખુદાતઆલા ફરમાવે છે કે:–"મુસલમાનો એક બીજાના ભાઇ છે માટે તમે તમારા ભાઇઓ વચ્ચે સલાહ (એકસંપી) કરાવો, અને તમે સઘળા ખુદાનો ડર રાખો કે કદાચ તમારી ઉપર તે રહેમ કરે." (કુરાને શરીફ, સુરતુલ હોજોરાત, આયત ૧૦.)

ખુદા તઆલાની હમ્દ અને હબીબે પાક (સ૦ અ૦ વ૦ સ૦)ની સના બાદ અરજ કરીશું કે આજકાલ ચારે તરફથી એવું કહેવામાં આવે છે કે હાલ તબલીગની ઘણી જરૂર છે અને તેને માટે સઉ કરતાં વધારે કોશીશ થવી જોઇએ. બેશક એ વાત ખરી છે અને તે ઘણી અંસુરેથી જણાઇ છે તોપણ જો હજુ પણ કોશીશ કરવામાં આવે તો તે ફાયદાથી ખાલી નથી. પણ ભાઇઓએ સમજવું જોઇએ કે તબલીગના કામ માટે સઉથી પહેલા એકસંપીની જરૂર છે અને એકસંપી મોટું દીલ રાખવાથી થાય છે. હાલ કેટલેક ઠેકાણે માલદારો અને ગરીબોમાં બેદીલી જોવામાં આવે છે. ગરીબો માલદારોને બુરી નજરથી જુએ છે અને માલદારો ગરીબોને બુરી નજરથી જુવે છે, અને એક બીજા માટે હલકી લાગણી રાખે છે તેથી અંદર અંદર કુસંપના બીજ રોપાય છે અને વખત જતાં તેનું એક મોટું ઝાડ થાય છે. જો બંને ભાઇઓ પોતાની ખરી ફરજ સમજીને

એક બીજા સાથે માયા મેહબતથી વર્તે તો હમણા બધી બેદીલી મટી જાય અને તબલીગનું કામ જોરથી ચાલે.

આવા હેતુથીજ આ નાનકડું પુસ્તક એ બંને ભાઇઓને "સુલેહના પયગામ" તરીકે ભેટ કરવામાં આવે છે કે તેઓ ઉંડા વિચારથી અંદર અંદરની બેદીલી નાબુદ કરી દીનની બેહતરી માટે કમર બાંધે તેઓ જો આટલું કરે તો તબલીગના કામ માટે રસ્તો ઘણો સાફ થઇ જાય અને તેનો નેક બદલો પહેલાં તેમને મળે. હું તેમને કહેવાને લાયક નથી પણ એક ગરીબ ફકીર તરીકે તેમની ખીજમતમાં આ એક અરજ ગુજારૂં છું તો આશા છે કે તે ભાઇઓ તેના ઉપર ધ્યાન પહોંચાડશે તો ખુદા તેમનુ ભલું કરશે.

તા૦ ૧-૨-૪૬
ફરીદીયા ખાનકાહ
મુ. માંગરોલ
પ્રાંત નવસારી.

ગરીબ ફકીર
લી૦ **મોટામીયાં**
માંગરોલવાળા.

---

# હીંદના શહેનશાહ.

## ખ્વાજા ગરીબ નવાઝ.

( હીંદના પહેલા મહાન મુબલ્લિગ. )

**મહાન ખ્વાજા સાહેબની હકીકતની એક નાની કિતાબ ગુજરાતીમાં ( ચિશ્તીયા દાવત ગ્રંથમાળા નંબર ૧) બહાર પડી ચુકી છે. અઢી આનાની પોસ્ટ ટીકીટ મળેથી મોકલવામાં આવશે.**

ઠે. હરીપુરા
મુ. સુરત.

" એડીટર-ગુલિસ્તાન. "

## ૭૮૬



# ➢ સુલેહનો પયગામ. ⥼

## નેકી એજ મોટી ચીજ છે.

આજકાલ કેટલેક ઠેકાણે એવી વાતો સાંભળવામાં આવે છે કે માલદારો ગરીબોને કાંઇપણ સમજતા નથી અને હરેક વાતમાં તેમને દબાવી પોતાની વાત નીભાવવા પેરવી કરે છે. અને કેટલેક ઠેકાણે એમ કહેવામાં આવે છે કે ગરીબો પણ એવા સ્વતંત્ર સ્વભાવનાં થઇ ગયા છે કે વાત વાતમાં માલદારોને તોડી પાડે છે અને તેમને નહીં કહેવાનુ કહી નાંખે છે. આ આઝાદીનો જમાનો છે એટલે કોઇ કોઇનુ દબેલું તો નથીજ પણ હાલ જ્યારે દેશમાં તબલીગની જરૂર જણાઇ છે તેથી બેદીલી દુર થઇ એકસપી થવાની ખાસ જરૂર છે. ઇસ્લામને ગરીબ અને માલદાર બંને સરખા છે અને બંનેની તેને જરૂર છે. આવા નાજુક જમાનામાં તે બંનેને એકદીલ થઇ પોતાના તન મન અને ધનથી મદદ કરવા જોરથી અપીલ કરે છે, અને બંનેને એક બીજાની લાગણી રાખી એકસંપી કાયમ કરવા ખાસ સુચના કરે છે. આ સુચના એજ છે કે દરેક ભાઇએ મોટું દીલ રાખી ખુદકે મોહંમદી (પયગમ્બરી વિવેક) અખત્યાર કરી દીનની

તબ્લીગના કામને દોલોજાનથી ટેકો આપવો કે જેથી દીની કિલ્લો મજબુત થઇ જાય અને દીનના હરીફો દીન ઉપર હુમલા કરવાની જે કોશીશો કરી રહયા છે તેમાં દીનને કાંઇ નુકસાન પહોંચે નહી. આ કામ ભાઇઓના હાથમાં છે. તેઓ ધારે તો પહાડ તોડી શકે છે તો આવા નાજુક વખતમાં એક બીજાની બુરાઇઓ નહીં કરતાં દીનને માટેજ કમ્મર કસવાની જરૂર છે.

આને માટે પહેલાં ખાસ વિચાર કરવાની જરૂર એ છે કે બંને ભાઇઓ દીનને ઘણુાજ ઉપયોગી છે પણુ ખોટા વસવસા-થી જે નક્સાનીયત પેદા થાય છે તેને તોડવાની બંનેને જરૂર છે. ઇસ્લામ તો બનેને એ સલાહ આપે છે કે બનેએ પોતપોતાની હાલતનો ઉંડો વિચાર કરવો અને બંને ઇસ્લામની ખીદમત કરવા બંધાએલા છે એ ધ્યાનમાં રાખવું. જે વધારે ખીદમત કરશે તે વધારે સવાબનો હકદાર થશે. એમાં માલદાર કે ગરીબનો કોઇ સવાલ નથી. ઇમાન એ મોટી ચીજ છે અને તેનાથીજ સઉ કામ થઇ શકે છે માટે ઇમાન મજબુત કરવાની આ વખતે ખાસ જરૂર છે. માલદારોને ખુદાએ માલ જેવી એક ચીજ વધારાની આપી છે તો તેમણે ખુદાનો ઉપકાર માની ગરીબો કરતાં વધારે સમજથી અને મોટા દીલથી કામ લેવાની જરૂર છે. તેઓ જરા ઉદાર મનથી કામ લે તો તબ્લીગને માટે એકદમ રસ્તો સાફ થઇ જાય. જીંદગી આજ છે ને કાલ નથી. આ દુનિયામાં કોઇ સદા રહ્યું નથી અને રહેવાનું નથી. નેકી એક એવી ચીજ છે જે મર્યા પછી પણુ જવાબ દેશે. માટે હાલ નેકી તરફજ વધારે વળવાની જરૂર છે.

આપણે પહેલાં કહીશું કે દોલત એક સારી ચીજ છે, પણુ

જ્યાં સુધી તે નેક કામોમાં ખરચવામાં આવે ત્યાં સુધીજ સારી છે. પણ જ્યારે તે બુરા કામોમાં ખરચવામાં આવે તો તે બુરી ચીજ છે અને તેજ દોલત આખરે દોઝખમાં ઘસડી જાય છે. આ હકીકત દરેક ધર્મના ફરમાન જોતાં માલમ પડે છે દોલતથી જો નેકી કરવામાં આવે તો એ નેકી એજ એક સારો ગુણ છે અને તેજ કામ આવે છે. એથી સાબિત થાય છે કે નેકી એક ખરી વસ્તુ છે પછી તે ગમે તો ધનથી કરવામાં આવે કે તન અગર મનથી કરવામાં આવે. નેકી કરવાના ત્રણ રસ્તા છે.

૧ તન, ૨ મન, ૩ ધન.

જે માણસ પોતાની જાતથી ખુદાની ઇબાદત કરે છે અને લોકોની ખીદમત કરે છે તે પણ નેકી છે જે માણસ પોતાના મનના વિચારથી ખુદાનો ખીયાલ રાખે છે અને લોકોનું ભલું ચાહે છે તે પણ નેકી છે. અને જે માણસ પોતાના ધનથી ખુદાના ફરમાન પ્રમાણે દીનના તથા લોકોના ફાયદાના કામ કરે છે એ પણ નેકી છે. એટલે નેકી કરવા માટે તન, મન અને ધન એ સાધનરૂપ છે. આ ત્રણેમાં મન પહેલી વસ્તુ છે કારણ કે તેમાં નેકી કરવાના વિચારો સઉથી પહેલા પેદા થાય છે. તે પછી તનનો દરજ્જો છે કે તેનાથી લોકોની ખીદમત કરવામાં આવે છે. અને છેલ્લો દરજ્જો ધનનો છે. મનમાં પહેલાં ખેરાત કરવાનો વિચાર પેદા થાય છે, એટલે પઇસા તીજોરીમાંથી કહાડવા તથા અમુકને આપવા શરીર હલાવવામાં આવે છે અને એ પછી એ અપાયેલું ધન નેકીમાં વપરાય છે. એટલે મન અને તન એ ધન કરતાં પણ નેકી કરવામાં પહેલાં કામે લાગે છે. વળી તન કરતાં પણ મનનો દરજ્જો પહેલો

છે કારણ કે નેકીના કામમાં ધન આપવાનો વિચાર પહેલાં મનને થાય છે. આથી સાબિત થાય છે કે નેકી માટે પહેલો દરજ્જો મનનો છે, બીજો તનનો છે અને ત્રીજો ધનનો છે. નેકી એજ દીન અને દુનિયામાં તેરવનારી ચીજ છે અને તેજ સઉ કરતાં ચડીઆતી છે, બાકી તન મન અને ધન તો ફક્ત એક સાધન છે. મનથી નેક કામ કરનારાનો પહેલો દરજ્જો છે, તનથી નેક કામ કરનારાનો બીજો દરજ્જો છે અને ધનથી નેક કામ કરનારાનો ત્રીજો દરજ્જો છે. વળી મન અને તન એ કુદરતી સાધનો છે જ્યારે ધન એ એક બનાવેલું સાધન છે. પહેલા બેમાં કુદરત રહેલી છે જ્યારે બીજામાં ઇન્સાની બનાવટ છે. વળી ધન ન હોય તો પણ માણસ મન અને તનથી નેકી કરી શકે છે કારણ કે નેકી કરવા માટે એ બે વસ્તુઓ પુરતી છે. એટલે દોલત ન હોય તો પણ નેકી તો થઇ શકે છે. આવી નેકી કરનારી બે ચીજો માણસમાં મોજુદ છે છતાં નેકી કરનાર મન કે નેકી કરનાર શરીર કરતાં લોકો ધન તરફ વધારે ખેંચાય છે પછી તે ધન ગમે તો બુરે રસ્તે કેમ વપરાતું ન હોય. નેકી એજ સઉથી મોટી ચીજ છે અને એજ માનવાને લાયક છે. અને ધન તો નેકી કરવાનું ફક્ત એક સાધન છે અને તે પણ જ્યારે નેક કામે વપરાય ત્યારે. આવો ચોખો મામલો છે કે નેકી ધન કરતાં પણ ચડીઆતી છે તોપણ આપણે નેક મન અને નેક તન તરફ વધુ નહીં ખેંચાતાં ધન તરફ વધારે ખેંચાઇએ છીએ તેનું કારણ એજ છે કે નેકીનું ખરૂં સાધન શું છે તે જાણવાની આપણામાં ખરી તાકાત પેદા થએલી હોતી નથી, અને તેથીજ આપણે ધનને મોટું અને ધનવાનોને મોટા મરતબાવાળા સમજીએ છીએ.

# સંતોષમાં સુખ.

ખુદા પાક તો ચોખ્ખું ફરમાવે છે કે "તમારામાં મોટા મરતબાવાળો તો તેજ છે જે વધારે પરહેઝગાર (નેકી કરનાર) હોય." જ્યારે ખુદા પોતે ફરમાવે છે કે નેકીનો દરજ્જો મોટો છે તોપણ નેક માણસની આપણે દુનિયાદારોના મનમાં કાંઇપણ ગણત્રી નથી. આનું કારણ એજ છે કે નેકીની ખરી કદર કરવાનો આપણામાં જોઇએ તેવો ગુણ પેદા થયો નથી ધનથી જાહેર માન મળે છે, સારા મકાનો, સારા ઘરેણા, સારાં લુગડાં, સારી ઘોડાગાડીઓ વિગેરે સુખના સાધનો મળે છે એવો આપણો ચાલતા જમાનાની રૂઢીને લીધે ખીયાલ થઇ ગયો છે. પણ જો ખરી રીતે જોવા જઇએ તો એ ચીજોમાં ખરૂં સુખ નથી જો એમાં સુખ હોત તો ખુદાવાળાએ એ તેમાંજ સુખ માન્યું હોત. પણ તેમણે તેમાં કદી પણ સુખ માન્યું નથી. તેમણે તો ખરૂં સુખ (કિનાઅત) સંતોષમાં માન્યું છે અને સંતોષ હમેશાં બુજુર્ગોની સોહબતથી લાભ મેળવી ખુલ્ક પેદા કરવાથી મળે છે.

આવી ચોખી વાતો ખુદાવાળા કહી ગયા છે તોપણ આપણે ધન અને ધનવાનો તરફજ વધારે ખેંચાતા જઇએ છીએ તેનું શું કારણ છે તે તપાસવાની જરૂર છે. ધનવાનો હરામ વિરૂધ્ધના ગમે તેટલાં કામો કરે અને તે આપણે સારી રીતે જાણીએ તો પણ તેમના તરફજ આપણે ખેંચાતા જઇએ છીએ એથી જણાય છે કે નેકીની ખરી પરખ કરવાનો આપણામાં અનુભવ પેદા થયો નથી. આથી એમ કહેવાની મતલબ નથી કે ધનવાન ભાઇઓની મોહબત

ન કરવી અને તેમનેમાન ન આપવું. દરેક ભાઇ સાથે મોહબત કરવી અને તેને માન આપવું એ તો નેકી છે પણ તે મોહબત અને માન જ્યાં સુધી તેમની પાસે દોલત હોય ત્યાંજ સુધી આપવામાં આવે તો તે દોલત પરસ્તીજ કહેવાય. એક માલદાર ભાઈ જેની પાસે ઘણી દોલત હોય છે તે જયારે આવે છે ત્યારે તેને માટે સેંકડો માણુસો ફુલહાર લઇને સ્ટેશન પર જાય છે, તેને માટે ઘોડાગાડીઓ હાજર રાખે છે, તેને ભારે માનથી ઉતારી મોટા ઠાઠ સાથે લઇ જઇ સારા મકાનમાં ઉતારે છે, તેના માનમાં દાવતો અને પારટીઓ કરે છે, તેની ખીદમતમાં હાજર રહે છે, તેનો એકપણુ બોલ હેઠે પડવા દેતા નથી અને હરવખતે તેને માટે તૈયાર રહે છે. આવું કરવામાં કાંઇ બુરાઇ નથી. પણુ જયારે તે માણુસ પાસેથી દોલત ચાલી જાય છે અને તે સાધારણુ હાલતમાં આવી જાય છે તો તેની દોલત સાથે આપણી તમામ વાતો પણુ ચાલી જાય છે. બલ્કે જયારે ફરી તે આવે છે તો તેને લેવા સુધ્ધાં કોઇ જતું નથી અને કદાચ કોઇ જાય છે તો તે ફક્ત શરમા શરમીનેજ જાય છે. તેમને ન કોઇ ફુલહાર ચડાવે છે કે ન પહેલા જેવી તેમને ઇજ્જત આપે છે કે ન તેમની તેવી ખીદમત કરે છે. માણુસ તેનો તેજ હોય છે પણુ દોલત ગઇ એટલે આપણે તેને હલકો સમજવા લાગીએ છીએ આ બદી આપણામાં કેમ થઇ ગઇ છે તેનો આપણે વિચાર કરવો જોઇએ આ દોલત પરસ્તી નથી તો બીજું શું છે? આપણે ખુદા પરસ્તીનો દાવો કરનારા કેવી રીતે દોલત પરસ્તી તરફ ખેંચાઇ રહયા છીએ તેનો આપણને ખીયાલ સુધ્ધાં આવતો નથી કેવી બુરાઇ તરફ આપણે તણાઈ રહયા છીએ તેનો જરાપણુ વિચાર કરતા નથી, અરે તે માણુસ

જ્યારે દોલતવાળો હતો ત્યારે તો આપણે તેનો ઓલેઓલ ઉઠાવી લેતા હતા અને આજે ધન જવાથી આપણી મોહબ્બત પણ ચાલી ગઇ! ત્યારે શું આ મોહબ્બત સાચી હતી? પહેલાનો માન પાનનો દેખાવ શું ખરા દીલનો હતે? શું આમાં દોલતપરસ્તી નહોતી? શું આ બધું ખુદા જોતો નહોતો? જો તે માણસ માટેજ આ સઘ હતું તો એ માણસ તો તેનો તેજ છે તો આજે એ બધી દોડધામ ક્યાં જતી રહી? શું આનું નામ હક પરસ્તી? શું આનું નામ ખુદા પરસ્તી? શું આવી વાતો ઉપર મુસલમાનીનો દાવો? અફ્-સોસ! મારા માલદાર ભાઇઓએ આ વાત ખુબ ધ્યાનમાં ઉતારવા જેવી છે દોલત આજ છે ને કાલે નથી કારણ કે તે ચાલી જાય એવી ચીજ છે અને ચાલીજ જાય છે તેથી આવા માનપાનના દેખાવ ઉપર ભુલા પડવા નું નથી. આ બધી જે ખુશામતો થાય છે તે માણસની નથી પણ દોલતની છે. અને તે બધી ખુશામતો દોલત જતાં તેની સાથેજ ચાલી જાય છે આનું નામ ઉગતાને નમવાનુ છે ખુદાને નમવાનું નથી. ખુદાને નમનારા દોલતના તેજમાં અંજાનારા હોતા નથી પણ ભાઇની સાચી મોહબ્બત અને ખરા પ્રેમના શીદાઇ હોય છે. જો ભાઇનીજ ખાસ મોહબત હોય તો દોલત ગયા પછી પણ જેવીને તેવીજ કાયમ રહે પણ અસલમાં તે ભાઇની મોહબતજ નથી પણ ઝરની જુઠી ખુશામત છે જે વખત આવે માલમ પડી જાય છે. આપણે એમ કહેતા નથી કે બધાજ ભાઇઓ તેવા ઝરપરસ્ત હોય છે. ના, તેમ તો નથીજ. કારણ કે જો બધાજ તેવા હોય તો દુનિયા ચાલે નહી. કેટલાક સાચી મોહબતવાળા પણ હોય છે પણ તે સેંકડે એક જેટલાજ હોય છે કારણ કે ખાલિસ—સાચી મોહબત એ તો ખુદા તરફની એક મોટી

ન્યામત છે અને એવી ન્યામત કાંઇ બધાને મળી શકતી નથી. તે તો જેનાથી તે રાજી થાય છે તેનેજ આપે છે. આવી સાચી મોહબ્બતવાળા તો દોલત ગયા પછી પણ તેટલીજ મોહબ્બત કાયમ રાખે છે અને તેટલુંજ માન આપે છે બલકે તેથી પણ વધારે ખીદમત કરે છે કારણ કે તેનું મન અંદરથી તેને કહે છે કે અરે ભલા આદમી, આ માણસને તું પહેલાં માનપાન આપતો હતો તો તે પણ તારી સાથે સારૂં સલુક કરતો હતો અને તને પોતાની સાથે રાખી તને પોતાનો સમજતો તો શું દોલત જવાથી તે તારી મોહબ્બતનો હકદાર મટી ગયો ? ત્યારે શું તું તેની સાથે દોલતને લીધેજ મોહબ્બત કરતો હતો ? શું દોલતજ માનની હકદાર છે માણસ નહીં ? જો દોલતજ હકદાર હોય તો તેનો ઢગલો કરીને તેને માન આપ અને પછી જો કે તે જીવ વગરની મુરદા ચીજ તારા માનની કેટલી કદર કરી શકે છે ? જો તું દોલતના ઢગલાને માનનારો હોય તો પછી તને ઝરપરસ્ત કહેવામાં શું વાંધો છે ? જો તું ઝરપરસ્તજ હોય તો પછી તને માણસ કે જેને ખુદાએ પોતાના ખલીફાનો રૂત્બો આપી દુનિયામાં મોકલ્યો છે અને ફીરસ્તાઓના સિજદાને લાયક ગણ્યો છે તેની શાન તું શું સમજ્યો ? આદમને તમામ ફિરિશ્તાઓએ સિજદો કરીને માન આપ્યું હતું તો શું તે પઇસાને લીધે હતું ? જો ખુદાના ફરમાનને લીધે હતું તો શું આ સખસને માટે ખુદાનું કાંઈ ફરમાન નથી ? જો છે તો પછી તું ખુદાના ફરમાનને કેવી જાહેર રીતે તોડી રહયો છે ? ખુદાની તું આવી ચોખ્ખી નાફરમાની કરી રહયો છે છતાં પણ તું ખુદા પરસ્ત હોવાનો દાવો કરી રહયો છે એ દાવો કેટલે દરજે ખરો છે ? શું આનુંજ નામ ગૈરત ? શું આનુંજ નામ હમદરદી ? શું આનુંજ

નામ મોહબ્બત ? શું આનુંજ નામ ઇસ્લામ ? ખુદા તો ફરમાવે છે કે મુસલમાનો (મોમેનો એક બીજાના ભાઇ છે એટલે તે એક એકની મોહબ્બતના હકદાર છે કાંઇ માલના ઢગલાનો એ હક નથી. મુસલમાન ભાઇનેજ ખુદાએ એ હક આપ્યો છે. તો પછી જે હક તેને ખુદાએ આપ્યો હોય તેમાં કમી જાસ્તી કરવાનો તને શું હક છે ? તું તો ખુદાને માનનારો માણસ છે અને તેના હુકમને માથે ચડાવનારો છે તો તને એ નિર્જીવ દોલતથી શું કામ ? તને તો ખુદાથી કામ છે અને તેનો હુકમ એજ તારે માટે બસ છે. એની પાસેથી દોલત ગઇ તો શું થયું ? કઇ એનું ઇમાન થોડુંજ ગયું છે ? ગરીબી આવી તેથી શું થયું ? ગરીબી કાંઇ એબ થોડોજ છે ? રસુલે પાકે તો ફરમાવ્યું છે કે ખુદા તું મને ગરીબોમાંજ રાખજે, ગરીબોમાંજ મારજે અને ગરીબો સાથેજ મને હશરમાં ઉઠાડજે. જો ગરીબી એ બુરી અને એબવાળી ચીજ હોત તો રસુલે મકબુલ તેની ચાહત રાખતજ નહી આજે એ ગરીબ હાલતમાં આવ્યો છે તો રસુલે પાકની ચાહતનો હકદાર થયો છે જ્યારે રસુલે પાક તેની સાથે મોહબ્બત રાખવા ખુશી બતાવે તો તું તેમને અદના ગુલામ તેનાથી મ્હોડું ફેરવે તો તેમની ખાહેશને તું કેવી રીતે પગ તળે રગદોળી રહ્યો છે તે સાફ જણાઇ આવે છે. તું તો હુજુરનો ગુલામ છે, કાંઇ ઝરનો ગુલામ નથી. જે ઝરના ગુલામ હોય તે ભલે તેનાથી હડી જાય પણ તારે તો કદી પણ હઠવાનું નથી જે રૂત્બો ઇન્સાનનો છે તે દોલતનો નથી દોલત તો ઇન્સાન પેદા કરી શકે છે પણ ઇન્સાનને દોલત પેદા કરી શકતી નથી. ઇન્સાન દોલતનો માલિક છે કાંઇ

દોલત ઇન્સાનની માલિક નથી ઇન્સાનમાં રૂહ છે, ઇન્સાનમા ઇમાન છે, અને ઇન્સાનમાં ખુદાઈ ઇશ્ક છે જ્યારે દોલત આ વાતોથી તદન બેનસીબ છે. તો એવા ઉંચા ગુણ અને દરજ્જાવાળા ઇન્સાનને મુડી દોલત જેવી નિર્જીવ–મુરદા વસ્તુને વળગવું એ ખરેખર નાદાની છે. તે ગમે તેવો પણ ઇન્સાન છે, મોમિન છે, તારો ભાઇ છે, એને વળગી રહેવામાંજ તારી ભલાઇ છે અને એને તરછોડવામાં તારી રૂસ્વાઇ છે. શું તું ખુદા આગળ રૂસ્વા થવા માંગે છે? આ કયામતની રૂસ્વાઇ અહીંની રૂસ્વાઇ કરતાં લાખ દરજ્જે ચડતી છે. એક ગરીબ ભાઇ સાથે ખાલિસ મોહબ્બત રાખવાથી ખુદા રાજી થાય છે એવું ઇસ્લામ ચોખ્ખું ફરમાવી રહ્યો છે. તો જે વાતથી ખુદા રાજી થાય તેમાંજ દીન દુનિયાનું ભલું છે અને એ ભલાની ખાત રજ તારે તેને વળગી રહેવું જોઇએ. તેની રૂહ ખુશ થશે તો ખુદા ખુશ થશે અને ખુદા ખુશ થશે તો બેડો પાર છે. આ પ્રમાણે તે માણસે પોતાના મનમા વિચાર કર્યો અને તેને વળગી રહયો. બલકે વધુ મોહબ્બત કરવા લાગ્યો આવા વિચારવાળા હાલ કેટલા માણસો નીકળે તેનો ખીયાલ કરવાનો છે.

## મુલ્કની જરૂર.

---

હાલ તો લોકો ઘણે ભાગે એવુજ માને છે કેઃ—

> પેસાહી રંગ રૂપ હે પેસાહી માલ હે,
> પેસા ન હો તો આદમી, ચરખેકી માલ હે.

   

કોઈ કે ઇસ જહાનમેં, નકશા નગીન હૈ,
કોઈ ન હોતા કોઈ કે, ફિર તીન તીન હૈ.

પણ એ સઉ દુનિયાદારોની ખાલી વાતો છે અને જુઠા ઢકો સલા છે ખુદા કાંઇ માલને પુછવાનો નથી પણ નેકીને પુછવાનો છે. અને નેકીની પુંજી એજ ખરો માલ છે. માટે હમેશાં નેકી શી રીતે મળે તેનો ખીયાલ રાખવાનો છે. ગરીબોને હલકા ગણવા એ આપણીજ હલકાઇ છે. દોલતના નિશામાં બીજાઓને બુરા ગણનારા ઓએ સમજવું જોઇએ કે દોલત કાંઈ ગુલામી પટો લખાવીને આવી નથી. તે કયાં સુધી રહેશે તેનો ભરોસો નથી તે આજ અહીં છે અને કાલે બીજે છે. લાખો લોકો માલદાર થયા અને તે સઉ કયાં જતા રહયા તે પણ જણાતું નથી આપણી નજર સામે કેટલા મંડાયા અને કેટલા ટુટયા એ સઉ ઉઘાડું છે મોટા મોટા બાદશાહો જેમના ત્યાં ચાંદી સોનાની અંબાડીવાળા હાથીઓ ઝુલતા હતા અને જેમના ત્યાં ચાંદી સોનાની રેલછેલ હતી તે મટી ગયા તો પછી આપણી શું ગણતરી ! એ દોલત ન કોઇની પાસે રહી છે ન રહેશે. એક હાથે આવે છે અને બીજા હાથે જાય છે. જયારે આપણું શરીર આપણું નથી તો પછી દોલત આપણી શા રીતે થવાની હતી ? તે દુનિયાનો કારભાર ચલાવવા માટે એક સાધનરૂપ છે તેથી ઉપયોગી ચીજ છે અને તેરી એક ચીજ મળવાથી માણસે ખુદાનો ઉપકાર માની હમેશાં નમીને ચાલવાનું છે. આજીજી–નરમી એ સઉને પસંદ છે જેમ માણસ માલદાર વધારે હોય તેમ તેનામાં નમનતાઇ વધારે હોય અને ગરીબો માટે તેની ઘણી લાગણી હોય તો તેનાથી ખુદા ઘણો રાજી થાય છે અને દુનિયામાં પણ તેની નેકનામી વધે છે. જે ભાઇઓ આ પ્રમાણે ચાલે છે તેમને આપણે

જોઇએ છીએ છીએ કે તેમની ચોતરફ તારીફ થાય છે. દુનિયામાં આવા ઘણા માલદાર માણસો છે જે ગરીબ તબીયતના થઇને દરેક ગરીબ સાથે સારી સલુકાઇથી પેશ આવે છે. તેમનાથી ગરીબો પણ ઘણા રાજી રહે છે અને વખત આવે તેમને માટે જીવ આપવા તઇયાર થાય છે.

પણ આજ કાલતો ઘણે ભાગે એવો મામલો થઇ ગએલો દેખાય છે કે ખુદા અને રસુલનો તથા હક ઇન્સાફનો કોઇને ખ્યાલ રહેતો નથી. બસ જ્યાં જુવો ત્યાં પઇસાની તારીફ અને પઇસાની સિફ્‌ત થઇ રહી છે. નોકર શેઠની અદબ કરે છે તો તે પઇસાને લીધે, રાજાની ઇજત છે તે પઇસાની ખાતર, દોસ્તોની દોસ્તી છે તો પઇસાને માટે, ટુંકામાં દીકરો, દીકરી, ભાઇ, બહેન, ધણી, ઓરત જેટલા છે તે સઉ રૂપીઆને જોનારા થઇ ગયા છે. સગપણ ની ખરી મોહબત કોઇ જોતું નથી. આજકાલતો પઇસો દીન ઇમાન કરતાં પણ ઉંચી જગા લઇને બેઠો છે. દીન ઇસ્લામમાં પઇસા કમાવાની કાંઇ મનાઈ નથી પણ સવારે આંખ ઉઘડતાંજ ન ખુદાનું નામ છે કે ન રસુલનું, ન વઝુ કે ન નમાઝ, બસ ઉઠયા ત્યારથી પઇસા પઇસાને પઇસા, પછી ભલે તે હરામ રસ્તાથી કે દગાબાજી થી કે ગરીબોના હક મારવાથી મળે. મતલબ કે જે રસ્તાથી મળે તે રસ્તાથી ભેગા કરવામાં આનાકાની કરવામાં આવતી નથી. ખ્યાલ ફકત એટલોજ છે કે બસ તીજોરી ભરાય.

પણ સમજવું જોઇએ કે ઘણા માણસો પાસે કરોડો રૂપીઆ ની પુંજી છે પણ તેમનો ખોરાક તેજ પાસેર લોટ કે પાસેર ચોખા નો છે જે ગરીબો ખાય છે. તેઓ કદાચ એમ ચાહે કે અમે તેથી વધારે ખાઇએ પણ તેમ થઇ શકતું નથી છતાં પણ રાત દીવસ

પઇસાની ફિકર માથામાં ઘુસી રહેલી છે. વળી તે ઉપરાંત પઇસા હોય કે ન હોય પણ માલદાર કહેવડાવવાનો ખીયાલ મગજમાં હમેશાં રમી રહેલો છે. આપણો દેશ તો ઘણો ગરીબ છે પણ આખી દુનિયામાં માલદાર મશહુર થઇ ગયો છે તે આ ખીયાલને લીધેજ છે હલાલ અને પાક કમાઇનો રસ્તો તો આજકાલ બેવકુફી ગણવામાં આવે છે. દરેકને એવી ખાહેશ છે કે હું અકલમંદ ગણાઉં અને મરી તારીફ થાય અને આજની દુનિઆ પઇસા વગર તેવા ગણાતી નથી માટે ગમે તે રીતે પઇસા ભેગા કરવા અને મોટા થવું. પણ યાદ રાખવું જોઇએ કે જે પઇસા હલાલ રોઝીના હોય છે તેજ પાક છે અને તેથીજ આકેબત સુધરે છે અને ખુદા રાજી થાય છે. આવી બુરાઇઓમાં સાધારણ માણસ તો શું પણ મોટા મોટા ઇલમવાળા અને વિદ્વાનો પણ ફસાએલા છે.

લોકો માલને આજકાલ સહુથી મોટા સમજી હદ કરતાં વધારે તેને વળગતા થઇ ગયા છે તેનું ખરૂં કારણ એજ છે કે ઇસ્લામનુ ફરમાન તેમના મનમાં સારી રીતે ઉતર્યું નથી. તેના ઉપર તેમનો અમલ નથી. યુરોપના જડવાદી ખીયાલોએ લોકોના મનમાં ઘર કરી લીધું છે. ક્રિશ્ચીયન (ઇસાઇ) પ્રજાઓ માલની પુજારી છે અને માલને માટે મોટી મોટી લડાઇઓ કરી લાખો માણસોની કુરબાની ઓ કરાવે છે. તેમનામાં મઝહબનો ખીયાલ ઘણોજ થોડો છે. સાયન્સની કિતાબો વાંચીને તેઓ ખુદાને પણ ભુલવા લાગ્યા છે, અને એનુંજ નામ ગફલત છે ખુદાથી ગફલત તેનું નામ દુનિયા છે અને તેજ દુનિયાને "મલઊન" કહેવામાં આવી છે. ગરીબો તરફ મહબત રાખવી એ ખુદા તરફ મહબત રાખવા જેવું છે કારણ કે

ગરીબ બંદાઓનો ખીયાલ રાખવાનો તેનો ખાસ હુકમ છે. ભલે માણસ માલ ભેગો કરે તેમાં કાંઈ વાંધા જેવું નથી પણ તે કામ તેણે ખાસ નેકીના ખીયાલથી કરવું જોઈએ. ખુદાથી ગાફિલ થઈને કરવાનું નથી. નેકીથી ગાફેલ રહેવું એ ખુદાથી ગાફેલ રહેવા બરાબર છે. તેથીજ નેકીને હમેશાં ચડતી ગણી છે. ગરીબોનો ખીયાલ એ ચડતી નેકી છે તોપણ આપણે આજકાલ ગરીબો કરતાં માલદારોનો વધારે ખીયાલ રાખીએ છીએ. માલદારો આપણી મદદ તથા ખીયાલના મોહતાજ નથી તોપણ ઇસાઈઓની ઝરપરસ્તીનો રંગ આપણને પણ ચડવા લાગ્યો છે જેથી આપણે એવું કરીએ છીએ.

આને માટે કેટલાક એમ કહે છે કે ઇલમ નથી તેથી એવું થાય છે પણ આપણે તો મોટા મોટા ઇલમવાળા અને વિદ્વાનોને પણ માલદારો તરફ વધારે ખેંચાતા જોઈએ છીએ. ઇલમ પણ અહીં કામ કરતો નથી. હાલ જે મોટા મોટા આગેવાનો પોતપોતામાં લડી રહ્યા છે તે બધા ઇલમવાળા છે તોપણ તેઓ એ બલામાં ફસાએલા છે. આથી માલમ પડે છે કે ઇલમમાં પણ નફ્સાનીયત અને ગરજી છે. જો ઇલમમાં આવી બાબતો ન હોય તો ઇલમવાળાઓના જે આપણે હાલ જબરા ઝગડા જોઈએ છીએ તે થવા પામે નહીં. આનું નામ "ભણ્યા પણ ગણ્યા નહીં." ઇલમ પેદા કર્યો છે પણ ખુલ્કે મોહંમદી પેદા કર્યું નથી. ખુલ્કે મોહંમદી (પયગમ્બરી વિવેક) માં નરમી આજીજી અને નમીને ચાલવાની આદત હોય છે. આ ઇલમ જુદો છે જે બુઝુર્ગોની સોહબતની અસરથી પેદા થાય છે. બુઝુર્ગોમાં ખુલ્કે મોહંમદી હોય છે અને જે બેઠા તેમની સાથે બેસીને તેમની સોહબતથી

ફાયદો મેળવે છે તેમનામાં પણ આ ગુણો પેદા થાય છે. તેઓ પોતાની જાતને ફકીર (બીજાથી હલકા) સમજીને ચાલવાની તાલીમ આપે છે જે લાંબાવખતની સોબતથી માણસમાં રચીપચી જાય છે અને હમેશાં કાયમ રહે છે.

એકલબારાવાળા—પીર કાયમદીન બાવા સાહેબ પોતાની "નુરે રોશન"* નામની કિતાબમાં ફરમાવી ગયા છે કે "કાયમદીન સવાસેર સબ કોઇ હોવે, નવટાંકી ન હોવે કોઈ" એ પ્રમાણે હાલતો દરેક જણ સવા શેર થવા કોશીશ કરે છે. ઇલમ વાળાઓ પણ ઘણે ભાગે આવી મોટાઇમાં પડેલા છે જેથી તેમનામાં હમેશાં નકામાં કજીઆ ઉભા થાય છે.

મૌલાના હાજી ઇમદા દુલ્લાહ સાહેબ જે મૌલાના અશરફ અલી સાહેબ તથા બીજા તમામ દેવબંદી આલીમોના મોટા પેશવા થાય છે તે પોતાની "શમાએમે ઇમદાદીઆ" નામની કિતાબમાં ફરમાવે છે કે આલીમો પણ પોતપોતામાં ઝગડા કરે છે કારણ કે ઇલમમાં પિન્દાર (અપવડાઇ—ગરૂરી) વધારે હોય છે, અને તેથીજ અલ-ઇલ્મ હિજાબુલ અકબર" (ઇલમ એ એક મોટો હિજાબ—પરદો છે) એવી જે હદીસ છે તે તેમને લાગુ પડે છે, વિગેરે હાજી સાહેબે લખેલું છે.

*—"નુરે રોશન" ગુજરાતીમાં છપાઇને બહાર પડી ગઇ છે. તે સવા છસો પૃષ્ઠની એક મોટી કિતાબ છે જેમાં તસવ્વુફ—બ્રહ્મ જ્ઞાનની ઘણી ઉમદા બાબતો છે. તેની કીમત રૂા. ૩-૮-૦ છે અને તે સુરત, હરીપરામાં "ઝલ્લિકાર" ઓફીસમાંથી મળી શકે છે.

ઇલમ બેશક ઘણી જરૂરની ચીજ છે અને તેનું શીખવું ફરજ છે પણ તેની સાથે ખુલ્ક પેદા કરવાની ખાસ જરૂર છે કે જેથી માણસમાં નરમી અને આજીજી પેદા થાય. હઝરત આદમ અ૦ અને શેતાન બંનેએ કસુર કરી હતી પણ હઝરત આદમ અ૦ આજીજીને લીધે મકબુલ થયા છે અને શેતાન મરદુદ થયો છે. તેનામાં ઇલમ ઘણો હતે પણ આજીજી નહોતી અને તેથીજ તેણે ખુદાના હુકમ પ્રમાણે સિજદો ન કર્યો. આથી સાફ જણાય છે કે ઇલમ સાથે આજીજીની પણ ઘણીજ જરૂર છે. આ ખુલ્કે મોહંમદીનો એક ખાસ ગુણ છે અને ઇલમવાળાઓને અંબીયાના વારસ થવા માટે તેની ઘણી જરૂર છે. આ ઉમદા ગુણથીજ માણસ ખુદાની પસંદગી મેળવી શકે છે. "નમ્યો એ ખુદાને ગમ્યો" એ કેહવત હાલ પણ આપણામાં ચાલે છે એ આ ઉપરથીજ નીકળેલી માલમ પડે છે. નમીને ચાલવાનો ગુણ બુઝુર્ગોની સોહબતથી પેદા થાય છે કારણકે તેમના ત્યાં તાલીમજ એની છે. તેઓ તેનો અમલ પોતે કરે છે જેની બરકતથી લોકોમાં તેની અસર કુદરતી રીતે પેદા થાય છે અને વખત જતાં તેમની નેક સોહબતથી તેઓ પણ એ ગુણવાળા થઇ જાય છે અને ગરીબોનો વધારે ખીયાલ રાખે છે.

## બુઝુર્ગોની સોબતના ફાયદા.

કેટલાક લેકો એમ કહે છે કે હાલ એવા બુઝુર્ગો રહયા નથી પણ એ દલીલ પાયદાર નથી કારણકે જ્યાં સુધી આ દુનિયા ચાલી રહી છે ત્યાં સુધી તેવા બુઝુર્ગોની હસ્તી કાયમ છે એવું મહાન પુરાવો કહી ગયા છે. જ્યારે બુઝુર્ગો દુનિયામાં બાકી નહી રહે ત્યારે

દુનિયા પણ બાકી રહેવાની નથી. હાલ જ્યારે દુનિયા મોજુદ છે તો બુઝુર્ગો પણ હોવાજ જોઇએ. આપણે શોધતા નથી અને મ્હોડેથી ફક્ત લોકોથી સાંભળીને કહી નાખીએ છીએ કે હાલ એવા સાચા બુઝુર્ગ નથી. જો સાચા બુઝુર્ગો નથી તો આપણે કહીશું કે સાચા શોધનારા કેટલા છે. ? "જોય'દા યાબ'દા', (જે શોધે છે તેને મળે છે) એ તો ફારસીની ખાસ કહેવત છે. શોધનારો માણસ ખુદાને પણ શોધી કહાડે છે તો પછી શોધનારને બુઝુર્ગો કેમ ન મળે ? પણ કોઈ શોધે નહીં તો કયાંથી મળે ? જેવા શોધનાર તેવી તેમની શોધ ? દોલત જેવી ચીજ શોધવા આપણે ચીન, આફ્રિકા, યુરોપ અને અમેરીકા સુધી જઈએ છીએ અને બુઝુર્ગોને શોધવા બે ગાઉસુધી પણ ન જઇએ અને ફક્ત મ્હોડેથી કહી નાખીએ કે હાલ કોઈ બુઝુર્ગ રહયા નથી તો તે કેવું કહેવાય ! આપણને જેટલો દોલતનો ખીયાલ છે તેનો એક પાઇ જેટલો પણ ખીયાલ બુઝુર્ગો માટે નથી તો પછી બુઝુર્ગો કયાંથી મળે ? જ્યાં તેમની તલાશજ નથી તો પછી તે મળે પણ શાંના ? "મન હોય તો માળવે જવાય ". સાચા દીલથી આપણે શોધીએ તો સાચા બુઝુર્ગ પણ મળી આવે. સાચા શોધનારાઓનો દુકાળ હોય તો સાચા બુઝુર્ગોનો પણ દુકાળજ જણાય. જ્યારે શોધવાની ખાહેશજ નથી તો પછી ખાહેશ વગરની ચીજ મળેજ શીરીતે ? ફક્ત વાતો કરવાથી કોઇ ચીજ મળી શકતી નથી. ઓરત વગર મેહનતે મળી શકતી નથી તો પછી બુઝુર્ગ શી રીતે મળી શકે ! એકતો ખાહેશ નથી અને જો ખાહેશ પેદા થાય છે તો તે ઇસ્લામના હરીફો મટાડી દેવાની પેરવીમાં હોય છે કારણ કે તેમાં તેઓ ઇસ્લામનો ફાયદો અને

પોતાનું નુકસાન જુવે છે. જો બુઝુર્ગોની તલાશમાં લોકો પડે અને તેમને ઓળખી કહાડી તેમની સોહબતથી ફાયદો મેળવે તો નમુનેદાર ઇસ્લામી જીંદગી ગાળતા થઇ જાય અને ઇસ્લામ આગળ વધી જાય. આના લીધેજ ઇસ્લામના દુશ્મનો પહેલેથી એવી હવા ફેલાવે છે કે પીરી મુરીદીનો રસ્તોજ એક ઢોંગ છે અને લોકોને તે નકામા બનાવે છે. હરીફોના મઝહબમાં રૂહાનીયત નથી તે ગુણ તો ઇસ્લામમાંજ છે, અને બુઝુર્ગોની સોહબતથી લોકોમાં તે પેદા થઇ શકે છે. અને એ વાતની ખાત્રી હરીફોને પણ થઇ ગઇ છે. આ ગુણ જો તાજો રાખવામાં આવે તો ઇસ્લામ બધા કરતાં ચડીઆતો સાબિત થઇ જાય. તેટલા માટેજ ભાઇઓને રૂહાનીયતથી દુર રાખવા માટે એવી હવા ફેલાવવામાં આવે છે કે ઇસ્લામને ચડીઆતા થવાનો મોકોજ મળે નહીં. આ કામ કરવા માટે પગાર આપીને માણુસો રોકવામાં આવે છે જે બધે ફરીને એવીજ વાતો કરે છે કે એ રસ્તોજ આળસુઓનો છે અને માણુસને નકામો કરી નાખનારો છે. આથી લોકો તે તરફ જતા અટકી જાય છે અને હરીફો પોતાના હેતુમાં ફાવી જાય છે. એ રસ્તાનું બુરૂ બોલનારા કાંતો હરીફોના મળતીઆ હોય છે કે કંતો તે મળતીઆઓની વાતો તરફ અંજાણપણે દોરાએલા હોય છે. પણ તેઓ એટલો ખીયાલ કરતા નથી કે જો એમાં ફાયદો ન હોત તો પીરાને પીર દસ્તગીર (ક૦ સ૦ અ૦) તથા ખ્વાજા સાહેબ અજમેરી (ર૦ અ૦) જેવા મહાન બુઝુર્ગો એ અખત્યાર કરત નહીં. આ રસ્તામાં કાંઇ ખુબી હશે ત્યારેજ એનું ધોરણ બંધાયું હશે

કેટલાક સન્યાસીઓ યુરોપ, અમેરીકા વિગેરે મુલકોમાં જઇને પોતાના ધર્મની ફીલસુફી વિશે ભાષણો આપીને ત્યાંના

લોકોને જણાવે છે કે અમારા ધર્મ જેવી રૂહાનીયત બીજા કોઇ ધર્મમાં નથી અને એ રૂહાનિયતથી અમારા મહાત્માઓ હેરત પમાડનારા ચમત્કારો કરી શકે છે જેથી અમારા ધર્મનો એ ગુણ સહુથી ચડીઆતો છે. આવાં આવાં ભાષણો કરી તેમણે ત્યાંના લોકો ઉપર પોતાના ધર્મની સરસાઇની છાપ પાડી છે અને તે કામ જારી રાખવા માટે તેમણે ત્યાં કેટલાક મિશનો પણ કાયમ કર્યાં છે. તેમનું આ કામ ત્યાં જોરથી ચાલી રહ્યું છે. ઇસ્લામમાં રૂહાનીયત સહુથી વધારે છે પણ તેના વિરૂધ્ધ હરીફોએ ફેલાવેલી બુરી હવાને લીધે કોઇ તેના તરફ ધ્યાન આપતું નથી અને લોકોની ગફલતને લીધે તેમાં કમીપણું આવી ગયું છે અને હજુ આવતું જાય છે. ઇસાઇ હરીફો મુસલમાનોને એ રૂહાનીયતના રસ્તે ટાઢા પાડી દે છે અને સન્યાસીઓ પોતાની રૂહાનીયતની સરસાઇ આગળ વધારતા જાય છે એટલે બંને રીતે ઇસ્લામના રસ્તામાં ખલલ નંખાય છે. વળી ત્રીજી તરફથી આર્યસમાજ જોરથી ઇસ્લામ વિરૂધ્ધ પોકાર ઉઠાવી રહી છે અને ચોથી તરફ ઇસ્લામીઓ જુદા જુદા ફિરકામાં વહેંચાતા જાય છે અને તેમનું સંગઠન તુટતું જાય છે. આ સઘળી બાબતોમાં હરીફોની જબરી હિકમતો કામ કરી રહી છે. જો ભાઇઓ ઉંડો વિચાર કરીને રૂહાનિયત તરફ ધ્યાન લગાડતા થઇ જાય અને બુઝુર્ગોની સોહબત અખત્યાર કરી ખુલ્કવાળા સાચા ઇસ્લામી થવા કોશીશ કરવા માંડે તો એક દમ ઇસ્લામ ફતેહમંદીની ટોચે જઇને ઉભો રહે. બુઝુર્ગોની સોહબતથી તેમનામાં નેકી અને એકસંપી વધી જાય અને તેઓ તેના પ્રતાપથી કોમ તરીકે આગળ વધે એટલુંજ નહી પણ રૂહાનિયતનું જોર વધી જવાથી ઇસ્લામની ખુદાઇ તાકતની પણ લોકોને ખાત્રી થઇ જાય.

ઇસાઇ મુલકોમાં દેહરિયત (જડવાની માન્યતા)નો પવન ઘણો ફેલાએલો હોવાથી તેનો ચેપ ઇસ્લામી ભાઇઓને પણ લાગવા મ ડયો છે દેહરિયતવાળાઓને ખુદાનો ખીયાલ હોતો નથી પણ દોલત—ઝરનોજ ખીયાલ હોય છે કારણકે તેનેજ તેઓ તમામ હાજતોને બર લાવનારી સમજે છે. કેટલાક ઇસ્લામી ભાઇઓ પણ આવા ખીયાલ તરફ દોરાયા હોય એમ તેમની હાલની રીતભાત ઉપરથી જણાય છે, અને તેથીજ ગરીબોને હલકા ગણવા તરફ કેટલાકનું વલણ થએલું દેખાય છે. બધાજ કાંઇ તેવા નથી. માલદાર ભાઇઓમાં એવા પણ ઘણા છે કે ગરીબોના સાથે પુરેપુરી હમદરદી રાખે છે અને તેમને બનતી મદદ હમેશાં કરે છે અને ખુદાને રાજી કરવા હમેશાં તૈયાર રહે છે. ઇસ્લામની તાલીમમાં કુદરતી રીતે આવો ગુણ રહેલો છે. પણ દેહરીયતનો પવન જેનું જોર ઇસાઇ તાલીમથી ઘણું વધી જવા પામ્યું છે તેનો પટ આપણને પણ લાગે એમાં નવાઇ જેવું નથી. આ પવનથી બચવા માટે આપણે કોશીશ કરવાની છે. આપણે લાખોનો વિમો ઉતરાવીએ છીએ પણ ઝકાત જે ખુદા સાથેનો વિમો છે તેનો ખીયાલ ઓછો રાખીએ છીએ. એટલે ખુદાના ફરમાન કરતાં આપણે આપણી દોલતને વધારે ગણીએ છીએ અને તેથીજ ખુદા કરતાં વીમાવાળાઓનો આશરો વધારે શોધીએ છીએ અને લાખો રૂપીઆ તેમને આપીએ છીએ. જો આપણે ખરા ખુદા પરસ્ત હોઇએ તો ખુદાના ફરમાનનેજ વળગી રહીએ પણ ચાલતા દેહરીયતના પવનને લીધે ખુદા ઉપર આપણો વિશ્વાસ જોઇએ તેવો મજબુત નથી. વીમાવાળાઓ કરતાં આ ગી દોલત સાચવવાની ખુદામાં વધારે તાકત છે પણ તેની કુદરતી તાકત તરફ નહીં વળતાં વીમાવાળાઓની બનાવટી તાકત તરફ આપણે વધારે વળીએ છીએ

એ શું બતાવે છે ? ખુદા પરસ્તી કે ઝર પરસ્તી ! મોહડે ખુદા પરસ્ત કહેવું સહેલું છે પણ તે પ્રમાણે અમલ કેટલા કરે છે ? આથીજ કહેવામાં આવે છે કે ઝર પરસ્તીનું જોર વધતું જાય છે અને ખુદા પરસ્તીનો ખ્યાલ ઓછો થતો જાય છે જે વાત ઇસ્લામથી તદન વિરૂધ્ધની છે. આમાં નાનાથી તે મોટા બધા ફસાએલા છીએ. ચાલતી હવાને તાબે થવા આપણે આગળ પડીએ છીએ પણ ઇસ્લામના ફરમાન પ્રમાણે ચાલવા પાછળ પડીએ છીએ. આ ફકત દલીલને ખાતર એક દાખલો આપવામાં આવ્યો છે કાંઇ બીજાઓ જેમની વીમો ઉતરાવવાની ખાહેશ છે તેમને જબર જસ્તી રોકવા માગતા નથી કે તેમને બુરા કહેવા માગતા નથી પણ ચાલુ જમાનામાં કેવી હવા ફેલાઇ રહી છે તે આપણે દેખાડવા માગીએ છીએ.

આ બધી વાતો બેપરવાઇ અને નફસાનીયતથી પેદા થાય છે અને શેતાન પણ હમેશાં તેજ કામ ઉપર અડેલો છે. તે નફસાનીયતને પોસવા માટે અને તેને ટેકો આપવા માટે માણસના રગેરગમાં ઘુસેલો છે અને હમેશાં એજ ખાહેશ રાખે છે કે લોકોમાં નફસાનીયત અને બેપરવાઇ વધે અને તેઓ ગુમરાહ થાય. તે દિલમાં એવા એવા ખીયાલ અને વસવસા પેદા કરે છે કે માણસનો નફસ હમેશાં જોરપર આવે છે અને તેથી હમેશાં ગરીબો અને માલદારોમાં ફિસાદ જાગે છે. શેતાનનું કામ હમેશાં ફિસાદ જગાડવાનું છે કારણકે અહિં ત્યાંહિ ફિસાદ જાગે તો લોકો તેમાં ફસાઇ નેકીના કામથી વિખુટા પડે અને બુરે રસ્તે દોરાય. આવી શેતાનની જબરી કોશીશ હમેશાં જારી છે ત્યારેજ આપણે સમજતા છતાં તેની ભંભેરણીમાં

આવી જઇએ છીએ અને અજીરણમાં પડીએ છીએ. અજીરણ એ બદહઝમી છે અને તે કોઇ ચીજ હઝમ નહીં થઇ શકવાથી પેદા થાય છે. અપચો પણ તેનુજ નામ છે. આવાં અજીરણ સાત પ્રકારનાં છે (૧) અકકલનું અજીરણ (૨) ઇલમનું અજીરણ (૩) પઇસાનું અજીરણ (૪) હુકમતનું અજીરણ (૫) ખાનદાનીનું અજીરણ (૬) જવાનીનું અજીરણ (૭) ખુબસુરતીનું અજીરણ. આ સાત બદહઝમીઓ એવી છે કે ઇમાનની તંદુરસ્તી તદન ખરાબ કરી નાખે છે અને તેનું મોત લાવી મુકે છે માટે એવી બદહઝમીઓથી બચતા રહેવું જોઇએ કે દીન અને દુનિયા બંને સુધરે. ગરીબો અને માલદારો બંનેને ખુદાએજ બનાવ્યા છે. સઉનો માલીક એકજ છે. ગરીબી અને અમીરી સઉ એનીજ સાથે સંબંધ ધરાવનારી ચીજો છે.



## માલદારો અને ગરીબો બંનેની જરૂર.

સમજવું જોઇએ કે માલદારોને ખુદાએ જે દોલત આપી છે તે કામનીજ છે. "કુવામાં હશે તો અવાડામાં આવશે" એ કહેવત આપણે ભુલવા જેવી નથી. તેમની પાસે દોલત હશે તો આપણને કોઇને કોઇ દીવસ ફાયદો પહોંચશે. હાલ આપણી મસ્જીદો આપણા મદરસા તથા મેહફિલે જે સારી હાલતમાં છે તે આ બધો માલદારોની દોલતનોજ ફાળો છે. પહેલાની અને હાલની હાલતનો આપણે વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે જરૂર તેમણે પોતાની

દોલતથી ફાયદો પહોંચાડયો છે. તે ઉપરાંત ગરીબોને પણ તેમના તરફથી કાંઇને કાંઇ મળે છે અને કોમમા નિર્ધનતા ઓછી દેખાય છે. દીનના કામમાં પઇસાની જરૂર પડે છે અને તે આ માલદારરોજ પુરો પાડે છે એટલે આપણા દીની કામોમાં તેઓ ઘણા ખપ લાગે છે. જે ચીજ ખપની હોય તેને ઉપયોગી સમજી રાખવી રાખવી જોઇએ. દોલત તેમને ખુદાએ આપી છે તો તેને માટે આપણે ભાઇ તરીકે તેમનું ભલું ચાહી તેમને માટે ખુદાનો ઉપકાર માનવો જોઇએ અને તેમના હકમાં દુવા કરવી જોઇએ કે તેમના પઇસા દીનના અને કોમના કામમા કામ આવે. તેમના માટે બુરી લાગણી રાખવાની નથી પણ તેમના તરફ આપણે નેક વલણ રાખવાનું છે દોલત મુશ્કેલથી હાથ આવે છે. ઘણા માણસો તે મેળવવા રાતદીવસ મેહનત કરે છે પણ તે મળતી નથી એવા સંજોગોમાં આપણા કેટલાક ભાઇઓના તે હ થ આવી છે તો આપણે તે ગનીમત સમજવી જોઇએ. તેમની પાસે હશે તો કોઇને કોઇને દીવસ કામ આ.વશે અને નહી હોય તો કોમ કંગાલજ ગણાશે.

બીજા ધર્મના લોકો પઇસાથીજ પોતાના ધર્મનો ફેલાવ કરી રહયા છે. ઇસાઇઓ તો કરોડો પાઉન્ડ તે માટે દર વરસે ખરચે છે. તેમની પાસે દોલત છે તો તેઓ આ પ્રમાણે સહેલાઇથી પોતાનું કામ કરે છે અને પોતાનો ધર્મ ચોતરફ ફેલાવતા જાય છે. આપણી કોમમાં પણ જો પઇસો હોય તો આપણે પણ કાંઇક સારૂ કામ કરી શકવા ફતેહમંદ થઇએ. જ્યારે દુનિયામાં કંગાલીયતથી બચવા અને ધર્મના કામો કરવા માટે પઇસાની જરૂર છે તો પછી માલદારોની હસ્તી પણ ફાયદા કારકજ છે. કંગાલીયતથી માણુસ હજારો

ગુન્હા કરવા લાગે છે અને ખુદાના અઝાબમાં સપડાય છે. તો તેથી હાલત મટાડવા માટે પઇસની જરૂર છે. કદાચ કેટલાક પઇસા બુરે રસ્તે ખરચાશે તો પણ થોડા ઘણાનો દીનના કામમાં વપરાશેજ. એટલો ફાયદો તો થશેજ. આવી સ્થીતી હોવાથી માલદારો કામનાજ છે અને આપણી મોહબ્બત અને હમદરદીના હકદાર છે એ ભુલવું જોઇતું નથી. આપણી તેમની સાથે મોહબ્બત હશે અને આપણે કોઇ દીની કામની મદદ માટે તેમની પાસે જઇશું તો મોહબ્બતને લીધે તેઓ જરૂર કામને કાંઇ નેકીમાં ફાળો આપશે અને આપણું કામ જોરથી ચાલશે માટે આપણે તેમનો ખીયાલ રાખવો એ આપણી ભલાઇ છે. આપણા પોતાના ખાનગી કામ માટે તેઓ કદાચ નહી આપે તો પણ દીનના કામ માટે તો તેઓ જરૂર તૈયાર થશે એટલે તેમના તરફની મોહબ્બતને લીધે આપણે દીની કામ માટે તો તેમની મદદ લઇ શકીશું અને તેમ કરી દીની કામ કરવામાં નેકી પણ કમાઇ શકીશુ. આ બધી બાબતો જોતાં માલદારોની હસ્તી ઘણી ઉપયોગી અને જરૂરની છે. જો આવુ આપણે સમજીએ તો તેમના માટે આપણા મનમાં હલકો વિચાર કદી પેદા થાય નહી. મોહબ્બતથીજ મોહબ્બત પેદા થાય છે એ આપણે ખુબ સમજી લેવું જોઇએ. આપણે એવું સમજીએ તો કદી પણ બેદીલી પેદા થવા પામે નહી.

હવે આપણે આપણા ગરીબ મુસલમાન ભાઇઓ માટે પણ કાંઇક કહીશું. જો કે તેમની પાસે માલની પુંજી નથી પણ તેના કરતાં પણ ચડતી જે ઇમાનની પુંજી છે તે તેમને ખુદાએ મોટા પ્રમાણમાં આપી છે ઇસ્લામ તરફનું તેમનું રીહાઇપણું હદ દરજેનું છે. ખુદા ન કરે અને કોઇ મસ્જીદ કે એવીજ બીજી કોઇ ઇસ્લામી સંસ્થા

ઉપર દુશ્મનો હુમલો કરે તો આજ આપણા ગરીબ ભાઇઓ દીનની મોહબ્બતને લીધે તેનું રક્ષણ જાનના જોખમે કરવા તૈયાર થાય છે અને વખત પડે તો પોતાના જીવ સુધ્ધાં આપી દે છે. કાનપુરની મસ્જીદનો એક ભાગ તોડી પાડવામાં આવ્યો હતો તો આ ઇસ્લામના સાચા ફિદાઇઓ એકદમ કમ્મર કસીને બહાર પડયા હતા અને તેને માટે લગભગ છસો જેટલા ત્યાંજ શહીદ થઇ ગયા હતા. તેમની આ બેમિસાલ કુરબાનીઓ જોઇને સરકાર પણ ગભરાઇ ગઇ હતી અને વાઇસરોય સુધ્ધાં એકદમ ત્યાં દોડી ગયા હતા અને તેમને શાંત પાડયા હતા. ઇસ્લામ માટે આ પ્રમાણે જીવ આપવાની તેમની બહાદુરી એક એવી ચીજ છે કે એક જબરી હુકમતને પણ બેબાકળી કરી મુકે છે. ઇસ્લામના દુશ્મનોને જો કોઇની પણ બીક હોયતો તે આ ગરીબ ભાઇઓનીજ છે. આજે તેઓ ન હોય તો ઇસ્લામને જડમુળમાંથી ઉખેડી નાખવા દુશ્મનોને કોઇ ચીજ રોકે એમ નથી. તેમનામાં ઇસ્લામનો એવો તો જોશ હોય છે કે તેઓ તેને માટે પોતાના જાનને પણ કાંઇ હિસાબમાં ગણતા નથી. ઇસ્લામ ઉપરના કટોકટીના વખતમાં જ્યારે તેની ઉપર હુમલા થાય છે ત્યારે માલ કે ઇલમ કરતાં પણ આવા ગરીબ ભાઇઓનું ફીદાઇપણું વધારે કામ આવે છે. જીવસાટેના કામો વખત આ આપણા ગરીબ ભાઇઓ વગર બોલાવે તૈયાર થઇને દોડતા આવે છે અને ઇસ્લામને માટે જાન આપવા હાજર થઈ જાય છે. જીવ પઇસા કરતાં પણ વહાલી ચીજ છે પણ આ ગરીબ ભાઈઓ ઇસ્લામને માટે તેની પણ પરવા કરતા નથી. તેઓ ઇસ્લામના ખરા ગાઝી છે અને ઇસ્લામનું સાચું લશ્કર છે. આ લશ્કરની સંખ્યા સાત કરોડની છે એ હરીફો લાખો

છે અને તેથીજ ઇસ્લામ ઉપર કાંઇ છેડતી થતી નથી. ઇસ્લામ હાલ જે રાહત ભોગવે છે તે ઘણે ભાગે આ ગરીબોના ફીદાઇપણાને લીધેજ છે. હાલ મસ્જીદો મદરસા તથા બીજી એવી ઇસ્લામી સંસ્થાઓ કાયમ છે તે આ ગરીબ જીવ પર ખેલનારાઓની હસ્તીનુંજ પરિણામ છે. નહી તો હરીફો એક પણ એવી સંસ્થા રહેવા દે નહી. આ ભાઇઓનું બળ ઇસ્લામને માટે માલના બળથી પણ ચડતુ છે. હુમલાઓના વખતમાં દુશમનોના મુકાબલામાં આ ભાઇઓજ જાન આપવા વધારે તૈયાર થાય છે. આ ગરીબો ઇસ્લામની હસ્તી માટે ખાસ જરૂરના છે. તેમના ઇમાનને તો કોઇપણ વળગી શકતું નથી. આથીજ રસુલે પાકે ફરમાવ્યું છે કે આખર વખતમાં ઇસ્લામ બધેથી મટી જશે પણ ગરીબોમાં તો તે કાયમજ રહેશે. જેમના ઇમાનની આ હાલત હોય તેમને નકામાં ગણવા અને તેમને બિદઅતી અને "પીર પુજુ" કહેવા એ કેટલે દરજે વ્યાજબી છે તેનો વિચાર કરવાનો છે. જે ભાઇઓ ઇસ્લામ ઉપર જાન દેનારા છે તેમનો રૂત્બો કેવો હોય તે ઉઘાડું છે. ઇસ્લામની મુશ્કેલીમાં આપણાથી સુંકો પાપડ ન ભાગી શકે અને આ ભાઇઓ પહાડના પહાડ તોડી નાખે તો તેઓ ઇસ્લામને માટે કેવા જરૂરના છે અને ઇસ્લામ તેમની કેવી કદર કરી શકે છે એ તો ઉંડો વિચાર કરનારજ જોઇ શકે. તેમના આપણે એબ કહાડવા તૈયાર થઇએ તો પહેલાં આપણે એનો વિચાર કરી લેવો જોઇએ કે આપણે ઇસ્લામની કટોકટીના વખતમાં તેની કઇ સેવા બજાવવાને લાયક છીએ ? આપણે આપણા એબ તરફ નજર કરતા નથી. જો નજર કરીએ તો આ ગરીબ ભાઇઓ આપણા કરતાં લાખ દરજે ચડતા જણાય પણ જ્યાં ઉપરચોટીઆ નજર

કામ કરતી હોય તો આપણને તેમની ખુબીઓ માલમ ન પડે. તેમનાં એબ કહાડવા સહેલા હોય છે પણ તેમના માફક કામ કરવું એતો મહા મુશ્કેલીની વાત છે. આવા દીનના ફિદાઇઓ તરફ હલકી નજરથી જોવું એ કોમને હલકી ગણવા બરાબર છે કારણકે તેઓ કોમના એક જબરા જથા તરીકે છે. જ્યાં સુધી આવા જોશીલા ગરીબ ભાઇઓ મોજુદ છે ત્યાં સુધી ઇસ્લામનો કોઇથી વાંકો વાળ પણ થઇ શકવાનો નથી. આપણે તો ફકત તન પરવરી કરવા તરફ મંડેલા છીએ પણ આ ગરીબ વોલંટીરીયરો તો ઇસ્લામને માટે પોતાની પ્યારી જાન આપવા માટે હમેશા તત્પર છે અને તેથીજ તેઓ ઇસ્લામના ખરા ગાઝી છે અને ખુદાના ખાસ બંદા અને રસુલે પાકના સાચા ઉમ્મતી ગણાય છે.

ઉપલી હકીકત જોતાં ગરીબ અને માલદાર બંને ઇસ્લામને માટે ઉપયોગી છે, બંને એક બીજાના ખરા ભાઇ છે. ભાઇ ભાઇની ગીબત કરવી અને તેમને બુરા ગણવા એ દીનની અને કોમની બુરાઇ કરવા બરાબર છે. હાલ તબલીગ માટે એકસંપીની જરૂર છે અને તેમાંજ દીનની બેહતરી છે. દીનની બેહતરીનો ખીયાલ રાખવાની દરેક ઇસ્લામીની ફરજ છે એટલે જે ભાઇઓ માલદારો કે ગરીબોને બુરા ભલા કહી ઇસ્લામમાં ફિસાદ જગાડે છે તે ઇસ્લામની કેવી ખીદમત કરે છે તે તેમણેજ વિચારવાનું છે. તબલીગના કામની હાલ જ્યારે આપણને બેહદ જરૂર જણાય છે તો પછી કોઇને બિદઅતી, પીરપુજુ કે કાફર કહી કે મના પગમાં કુહાડી મારવાથી ઇસ્લામની કઇ સેવા થઇ શકવાની હતી ?



# વહોરા ભાઇઓ અને મેમણ ભાઇઓ.

આ લખાણુથી મારી મતલબ એજ છે કે માલદાર ભાઇઓ ગરીબો સાથે માયા મોહબ્બત રાખે અને ગરીબ ભાઇઓ માલદારો માટે સારી લાગણી રાખે કે જેથી તમામ ભાઇઓમાં એકસંપી બંધાય અને ઇસ્લામી સંગઠન મજબુત થાય. સુરત જીલ્લાના સુન્ની વહોરા ભાઇઓ પરદેશ ખેડીને ખુદાના ફઝલથી અને બુઝુર્ગોની દુવાથી સારૂં કમાયા છે અને તેમણે એકસંપીનો અનુભવ મેળવ્યો છે એટલે તેમનામાં ગરીબો અને માલદારો બંને ઘણી સારી મોહબ્બતથી વર્તે છે. માલદાર ભાઇઓ ગરીબોના દરેક કામમાં ઉભા રહે છે અને તેમને બનતી મદદ કરે છે મોત મૈયતના કામમાં તેમની મેહેનત દાખલો લેવા જોગ છે. ખુદાએ તેમને માલ આપ્યો છે તોપણુ આવા કામ વખતે તેઓ ગરીબો માટે હાજર રહે છે અને તેનું દીલથી કામ કરે છે જેથી ગરીબને ઘણો સંતોષ અને દીલાસો મળે છે. આ માલદાર ભાઇઓ નેકી કરવાના કામમાં ઘણો આગળ પડતો ભાગ લે છે તેથી ખુદા તેમનાથી ઘણો રાજી રહે એમાં નવાઇ જેવું નથી. આફ્રીકા, મોરીસ, બરમાં વિગેરે ઠેકાણે તેમણે દીનને માટે સારી કોશીશ કરેલી છે. મસ્જીદો, મદરસા, તથા બીજી એવીજ દીની સંસ્થાઓ માટે તેઓ ઘણી કાળજી રાખે છે એટલુંજ નહીં પણ દીન ઇસ્લામ ઉપર અમલ કરવા પણ તેઓ હમેશાં ઇંતેજાર હોય છે. તેમનો સાદો અને નિખાલસ સ્વભાવ તેમની દેનગીને વધારે દીપાવે છે. આમાં પણ અપવાદો હશે પણ તે અપવાદો વસ્તીના પ્રમાણમાં ઘણા થોડા નીકળશે. એઓ જેમ ખુદાની જાત છે તેમ કેટલાકમાં

કાંઈક કાંઇક ખામીઓ પણ હશે. પરંતુ ખરી રીતે જોતાં તેમનામાં નરમી અને નેકી વધારે છે એમાં તો કોઇથી ના પાડી શકાય એમ નથી. દીની ઇસ્લામના ફેલાવનો ખીયાલ પણ તેમને વધારે છે જેથી મદરસા આબાદ કરવા તેઓ સારી મહેનત કરે છે. તેમનો પઇસો ઘણો ભાગે નેક કામમાં વધારે વપરાય છે. અને ગરીબોને તેથી સારો ફાયદો પહોંચે છે. તેમની મસ્જીદો પણ સફાઇવાળી અને આબાદ છે તેમને ખુદાનો ખૌફ છે જેથી તેમનો મોટો ભાગ નમાઝ પઢવા માટે વધારે ઇતેજારી રાખે છે અને તેથીજ તેઓ સુખી હાલતમાં છે. તેમનામાં મોટું દીલ હોવાની એક સારી ખુબી છે અને તેથી તેમનામાં નેકી એકસંપી અને મોહબત વધારે છે.

દીનની ખીદમત કરવામાં મેમણ ભાઇઓ પણ ભુલાએ એવા નથી. તેઓ સાહસિક હોઇ વેપારના કામમાં ઘણા આગળ પડતા છે. જેથી તેમણે દેશ અને પરદેશ બંને વેઠીને સારી દોલત મેળવી છે. આફ્રિકા, મોરીસ, વિગેરે ઠેકાણે તેમણે મસ્જીદોનો સહુથી પહેલો પાયો નાખ્યો છે. કલકત્તા, મુંબઇમાં પણ તેમણે બનાવેલી મસ્જીદો અને મુસાફરખાના આજે ઇસ્લામની શાનો શૌકત બતાવી રહેલ છે. મક્કા અને મદીના જેવા પાક શહેરોમાં પણ તેમણે પોતાની દોલતનો સારો ઉપયોગ કર્યો છે. ઓલીયાઓની અને ખાસ કરીને હઝરત ગોસ પાક પીરાન પીર (ર૦ સ૦ અ૦)ની મોહબત તેમના દિલમાં બેહદ છે. રસુલે પાક (સ૦ અ૦ વ૦ સ૦)ના નામ ઉપર તેઓ કુરબાન થઈ જાય છે. અલ્લાહના આશકોના તેઓ ખાસ આશક છે અને તેમની દુવાની બરકતથી કરોડો રૂપીઆ કમાઇ પોતાના જાન માલથી દીનની

સાચી સેવા બજાવે છે. તેઓ પોતાના ઇમાનના જોરથી એવા તો કીંમતવાળા થઇ ગયા છે કે દરેક ઠેકાણે તેઓ વેપાર માટે પહોંચે છે અને ત્યાં બે પઇસા કમાઇ દીનની રોશની કરે છે. મોલુદ શરીફ અને અગીયારમી શરીફ માટેની તેમની લાગણી એટલી બધી છે કે તેઓ તેના શાનદાર જલસા માટે હજારો રૂપીઆનો ખરચ કરવા જરા પણ પાછા પડતા નથી. ખ્વાજા સાહેબના તો તેઓ સાચા ફીદાઇ છે અને તેમની સંખ્યા અજમેર શરીફમાં હમેશાં વધારે હોય છે. તેઓ ઓલીયાઓની મોહબ્બતમાં ખેરાત કરવામાં હમેશાં મોટા દીલથી કામ લે છે જેથી હજારો ગરીબોને તેમના માલથી ફાયદો પહોંચે છે. મસ્જીદો માટેની તેમની કાળજી તેમણે બનાવેલી મસ્જીદો પોતે કહી આપે છે. મદરસાઓ માટે પણ તેમનો ફાળો તેટલોજ છે એટલે આ ભાઇઓ પણ દીનની ખીદમત કરવામાં ઘણો આગળ પડતો ભાગ લે છે. તેમનો સાદો લિબાસ અને સાદી રહેણી જોઇને દરેક જણ ખુશ થાય છે. તેઓ ઓલીયાઓની દુવાથી કરોડો રૂપીઆ કમાયા છે. અને કરોડો રૂપીઆ તેમણે દીન માટે ખરચ્યા છે. તેમને ખુદાએ માલ આપ્યો તો તેમણે દીનની ખીદમત કરી અને સવાબ મેળવવા ભાગ્યશાળી થયા. જો માલ ન હોત તો દીનની બેહદ મોહબ્બત છતાં પણ તેમને આ પ્રમાણેના ઉમદા કામો કરવાનો કદી મોકો મળત નહી એટલે દીનની ખીદમત કરવા માટે પણ દોલતની ઘણી જરૂર છે. આ ભાઇઓ દીનની ખીદમત કરવામાં ઘણા એક દિલ છે અને દીનના કામમાં હમેશાં એક સંપીને સાચવી રાખે છે. *

* અપવાદ દરેકમાં હોય છે તેમ એમનામાં પણ હશે પણ એકંદરે તેમનું ઇમાન ઘણું મજબુત છે.

હીંદુસ્તાનમાં ઘણી કોમના માલદાર માણસો મોજુદ છે પણ દેનગીના કામમાં વોહરાભાઇઓ અને મેમણભાઇઓ એટલાતો આગળ છે કે તેમની નામવરી ચોતરફ ફેલાએલી છે. "શેઠ" શબ્દ તેમને માટેજ વધુ વપરાય છે જે તેમની ઉપર ખુદાની મેહરબાની હોવાનું ખાસ ફળ છે. તેમનો હાથ હમેશાં લંબાએલો રહે છે એ તેમના વડીલોની નેકીનું પરિણામ છે. તેમના વડીલોએ બુઝુર્ગોની ઘણી ખીદમત કરેલી છે જેમની દુઆની બરકતથી તેમને ખુદાએ આવા સારા મરતબાએ પહોંચાડેલા છે. અને એ મરતબામાં હમેશાં તરક્કી થતી રહે છે. આપણે પણ એમ ચાહીશું કે ખુદા તેમની હંમેશાં ચડતી કરે અને તેમના હાથથી દીનનાં સારાં સારાં કામો કરાવે.

આ બાબતમાં ખેડુત સુન્ની વહોરા પટેલ ભાઇઓને પણ ભુલી શકાય એમ નથી. દીન માટેનો તેમનો જોશ તો બેહિસાબ છે. તેમની બહાદુરી અને તેમનો દિલગુરદો દરેક ઇસ્લામીમાં હોવાની જરૂર છે. મહેમાનની પોતાની જાતે મહેમાનદારી કરવામાં તેઓ ઘણા આગળ પડતા છે. દેશની આબાદીનું ખરૂં સાધન જે ખેતી છે તેની પાછળ તેઓ તન તોડીને મહેનત કરે છે અને ખરા પરસેવાનો પઇસો પેદા કરી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ દીલના ખરા અમીર છે કારણ કે થોડામાંથી થોડું પણ તેઓ ગરીબોને આપીનેજ રાજી થાય છે. સચ્ચાઇ ઉપર તેઓ મરી મટે છે. રસુલે પાક (સ૦ અ વ૦ સ૦) અને ઓલીયાઓ માટે તેમની મોહબત બેહદ છે. અને દીનના કામમાં જીવ આપી દેવા તૈયાર હોય છે. તેઓ ખુદાના આશકોની બુરાઇ જરા પણ સાંખી શકતા નથી કારણ કે તેઓ એમ સમજે છે કે તેમની જે સુખી હાલત

છે તે તેમની દુવાનોજ તુફેલ છે. આ પ્રમાણે એહસાનનો બદલો તેઓ એહસાનથી વાળવામાં હમેશાં આતુર રહે છે. દીનની કોઇ પણ બીજો માણસ જરા ઉતરતી વાત કરે છે તો એકદમ જોશમાં આવી મારવા મરવા ઉપર તૈયાર થઇ જાય છે. એમતો તેઓ ઘણા સીધા અને નરમ હોય છે પણ દીનની હલકી વાત તેઓ જરા પણ સાંખી શકતા નથી. દેશમાં બધે ખેતી આબાદ જોવામાં આવે છે તે સઉ તેમનીજ મેહનતનું ફળ છે. આખો દીવસ સખત તાપમાં મેહનત કરે છે તો પણ રોજો એક પણ જવા દેતા નથી. તેમને રમઝાન શરીફમાં હોટેલોમાં બેસી લાલ પડદાની આડમાં ખાવાનો કદી પણ ખીયાલ પેદા થતો નથી. દીનના કામમાં જાતે મેહનત કરવા જરા પણ થાકતા નથી. તેઓ મહેમાનના ઘણા ભુખ્યા હોય છે અને પોતાનો કામ ધંધો છોડીને તેની બેહદ મહેમાનદારી કરે છે. અરબ લોકોના ઘણા ખરા ગુણ તેમનામાં જોવામાં આવે છે. દીનનો જોશ, મારવું મરવું, મહેમાનદારી, થોડામાંથી થોડું પણ આપવું, જાતે ભારે મેહનત કરવી, ખરા પરસેવાની રોજી મેળવવી એ સઉં અરબોના ગુણ છે તે તેમનામાં મોજુદ છે. તેમની ખરી કમાઇનો પઇસો તેઓ મસ્જીદો અને મદરસાઓના કામમાં પણ સારી રીતે લગાડે છે. દીનના કામમાં તેઓ જલદી એકદીલ થઇ જાય છે. તેઓ તો ખરા પરસેવાની રોજી કમાવવી અને દીનના માટે મરી મટવું એજ ખીયાલમ હમેશાં રહે છે. કાળીરાતે તેમનું કામ પડે તો પણ તેઓ પાછા પડતા નથી. દરેક મહાન કામ કરવામાં કીમતની ઘણી જરૂર [illegible] છે તે તો આ ભાઈઓ[illegible] ખુદાએ કુટી કુટીને ભરી છે. જો શહીદ થવાનો વખત આવે તો

તેમનો નંબર સઉથી આગળજ રહેવાનો. જાન કરતાં કોઇ ચીજ વધારે પ્યારી નથી પણ દીનના માટે તેઓ તે પણ કુરબાન કરવામાં પાછા પડે એવા નથી. આવો ગુણ જે ભાઇઓમાં હોય તેમના ઇમાન ઘણાજ મજબુત હોય એ ઉઘાડું છે. આવા ભાઇઓ દીનની ઉમદા સેવા માટે ઘણા ઉપયોગી ગણાય એમાં નવાઇ જેવું નથી.

આવા મજબુત એતેકાદ, ચડતા ગુણ અને બેહદ લાગણીવાળા ભાઇઓ ઇસ્લામમાં મોજુદ છે, તો તબલીગનું કામ ઘણીજ સારી રીતે થઇ શકે છે. ફક્ત ખાલિસ નૈયત અને પ્રેમથી તેમને પોતાની સાથે લેવાની જરૂર છે. તેઓ તબલીગના કામમાં શામીલ થવા તન મન અને ધનથી તૈયાર છે પણ સારા પ્રમાણિકપણે તબલીગનું કામ કરનારાની ઘણી ખોટ છે. જો સારા મશાયખો આગળ પડી આ કામની આગેવાની લઇ ઝંડો ઉઠાવે તો ઇસ્લામી સંગઠન જલદી બંધાઇ જાય અને તબલીગનો રસ્તો ઘણો સરળ થઇ જાય.

---

# તબલીગ માટે શાની જરૂર.

---

અંદર અંદરની બેદીલી તબલીગના કામને ઘણું નુકશાન પહોંચાડે છે માટે ઉંડો વિચાર કરવાનો છે. આને માટે સંગઠન શક્તીની ઘણી જરૂર છે. જેટલી સંગઠન શક્તી વધારે તેટલી એક સંપી વધારે અને જેટલી એકસંપી વધારે તેટલું તબલીગનું કામ જોર

પર; માટે સહનશકતીની ખાસ જરૂર છે મશાયખો અને આલિમોમાં જેમ વધારે સહન શકતી હોય તેમ તેઓ સારૂ કામ કરી શકે અને ઇસ્લામની જાહોજલાલી વધે. અલ્લાહનું કામ કરવા મોટાઇની કાંઇ જરૂર નથી પણ ગરીબી અને નરમીની જરૂર છે. તેનાથી સહન શકતી વધે છે. અને સહન શકતીથી રૂહાની તાકત પેદા થાય છે. રૂહાની તાકત વગર તબ્લીગ થઇ શકતી નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. જે બુઝુર્ગો તબ્લીગનું કામ કરી ગયા છે તે બધા રૂહાની તાકતવાળા હતા અને તેમની તે તાકતથી લોકોની મોટી સંખ્યા અને પઇસાથી સેંકડો થેલીઓ પોતાની મેળે ચાલી આવતી હતી. હાલ પણ લોકો અને પઇસા તો મોજુદ છે પણ બેનફસીથી કામ કરનારા રૂહાની તાકતવાળા કયાં છે.? બધાજ પોત પોતાની આપવડાઇમાં ખેચાઇ રહયા છે. જયાં સુધી આપવડાઇનો ખીયાલ દુર થયો નથી ત્યાં સુધી રૂહાની તાકત પેદા થતી નથી અને રૂહાની તાકત નથી ત્યાં સુધી તબ્લીગ એ એક ખ્વાબ-સ્વપ્ના સમાન છે.

તબ્લીગ એ કાંઇ છોકરાનો ખેલ નથી. એ તો મહાન બુઝુર્ગોનો રસ્તો છે જેમણે પોતાની જાત ફના કરી દીધી છે. તે એક ઘણુંજ મુશ્કેલ અને જીવ સાટેનું કામ છે. હજારો શીદાઇઓએ પોતાના જાનની કુરબાનીઓ કરી છે અને હજારો આશકોએ પોતાના ખુન વહેવડાવ્યા છે અને શહાદતનો પ્યાલો પીધો છે ત્યારે તબ્લીગ થઇ છે. આ શહીદોની કબરો ઠેર ઠેર જોવામાં આવે છે. આ તેજ શહીદો છે જેમણે વતનથી બેવતન થઇ પોતાના જાન તબ્લીગ માટે કુરબાન કર્યાં છે અને જીવ આપી દઇ પોતાના કબરની નિશાનીઓ આપણે માટે જ્યાં ત્યાં મુકી છે કે આપણે આંખો ખોલીએ અને જોઇએ કે

તબલીગનું કામ આ પ્રમાણે થાય છે.* તન પરવરી, આરામ તલબી. આપ વડાઇ સ્વાર્થ વિગેરે તો તબલીગના મોટા દુશ્મનો છે. અને થતું હોય તે કામ પણ બરબાદ કરે છે. માટે તેવી બુરાઇઓથી બચવાની ખાસ જરૂર છે. તબલીગ દરેક જણ ઉપર ફરજ છે અને તે દરેક કરી શકે છે પણ તેણે કોઇ બુઝુર્ગની સોહબતમાં રહી તબલીગના કામ માટેના જરૂરી ગુણ અખત્યાર કરવા જોઇએ. જો એ ગુણ મેળવી શકાય તો તબલીગ ઘણી સહેલી ચીજ છે. નહી તો તે એક પહાડ સમાન છે. માટે જે ભાઇઓ તબલીગને એક જરૂરી ચીજ સમજતા હોય તેમણે એ ગુણ અખત્યાર કરવા ખાસ કોશીશ કરવાની છે. સાત પ્રકારનાં અજીરણ જે આપણે આગળ બતાવી ગયા છીએ તેનો ઇલાજ થાય તો તબલીગ એ કાંઇ મોટી વાત નથી, માટે એના ઇલાજની પહેલી જરૂર છે.

મઝાયખ હોય કે આલીમ હોય, માલદાર હોય કે ગરીબ હોય કે ગમે તો રસ્તે ચાલનારો કોઈ હોય પણ તેને તબલીગનો જરા પણ ખીયાલ હોય તો તેણે પહેલાં આપવડાઇની બુરાઇ કહાડી નાખી ખુટ્કે મોહબ્બતી અખત્યાર કરવો જોઇએ અને તેજ ઇકસીર છે. તબલીગની અસલ ચાવી તેજ છે. તેમાંજ અંબીયાઓનો વારસો સમાએલો છે. તેજ એકદીલીનું ખરૂં સાધન છે.

કોમી ફિસાદ અને અંદર અંદરના ઝગડાઓ તબલીગના થતા કામને બેદાન મેદાન કરનારી ચીજ છે માટે પહેલાં તે દુર થઇ

* શું આવા ઇસ્લામ ઉપર જાન ફિદા કરનારા આપણા કાતેહોના હકદાર નથી ?

એકસંપી થવી જોઇએ. મોટુ દીલ રાખવાથી એકસંપી થાય છે માટે આલીમો મશાયખો તથા આગેવાનોએ એનો ખીયાલ રાખી કોમમાં જેમ એકસંપી વધારે થાય તેમ કરવું જોઇએ અને આજ દીનની ખરી સેવા છે. પોતાને માટે એક કડવો સુખન સહન કરી શકવાની આપણામાં તાકત ન હોય તો પછી ઇસ્લામ આપણાથી બીજી ચડતી સેવાંની આશા શી રીતે રાખી શકે ? નાની નાની વાતોમાં આપણે છેડાઇ પડીએ તો મોટી મોટી વાતો જે આપણે કરવાની છે તે શી રીતે કરી શકએ ? માટે માલદારો તથા ગરીબ બંને ભાઇઓએ સમજીને ચાલવું જોઇએ કે એદીલી પેદા નહી થતાં એકસંપી જારી રહે અને તબલીગનું કામ આગળ વધે.

આ પુસ્તકમાં માલદાર તથા ગરીબ બંને માટે જે કાંઇ લખ્યું છે તે હાલના જમાનાનો ચિતાર રજુ કરવા માટેજ ફક્ત લખ્યું છે. બંને ભાઇઓ આપણા મેહરબાન છે અને દીનના કામને મદદ રૂપ છે તેઓ બંને છે તો દીનની આબાદી છે માટે બંનેની ઇસ્લામને જરૂર છે. જેમ બે આંખ, બે કાન, બે નસકોરાં, બે હાથ બે પગ છે, તેમ આ બંને ભાઇઓ છે. જો ઉપલા શરીરના ભાગમાંથી એકમાં પણ કમીપણું આવે તો જેટલી ખામી નડે છે તેટલીજ આ બે ભાઇઓના કમીપણાથી નડે છે. એટલે બંને જરૂરના છે. અને બંનને પોતાના બંદા તરીકે ખુદાએ સરખા માનેલા છે, માટે બંને દીનની ખીદમત કરવાના સરખા હકદાર છે માટે સઉ ભાઇઓએ પોતાની ખરી ફરજ શું છે તે સમજીને મોટું દીલ રાખી નરમીથી ચાલવું જોઇએ કે દીનને કોઇ જાતનું નુકશાન થવા પામે નહી. તેમની બે દીલી એ દીનને નુકશાન કરનારી ચીજ છે તેથીજ એક દીલીથી

ચાલવા આ ગરીબ ફકીરે વિનંતી કરી છે. હું તો બને ભાઇઓના પગની ખાક-રજ છું. તેમનાથી લાખો દરજ્જે ઉતરતો છું. મારી શું તાકત કે તેમને એક સુખન પણ કહી શકું ! પણ હું તેમનો એક અદના દાસ છું અને તે હેસીયતથીજ આ અરજ ગુજારૂં છું તો તેમાં કાંઇપણ વધારે પડતું હોય તો તે માફ કરવા બંને હાથ જોડી વિનંતી કરૂં છું માટે આશા છે કે મારા માનવંતા ભાઇઓ મને પોતાના ઉદાર મનથી માફ કરશે.

હાલ મારા તરફથી જે આવી ગુજરાતી બુકો નીકળે છે તેની ગુજરાતી ભાષા માટે કેટલાક ભાઇઓ કદાચ એમ કહેશે કે તે વિદ્વાનોને લાયકની નથી અને હું પણ એ વાત કબુલ કરૂં છું પણ સાથે સાથે એ પણ કહેવાની રજા લઉં છું કે આવી બુકો હું કાંઇ એવા મોટા વિદ્વાનોને માટે લખતો નથી પણ મારા થોડા ભણેલા ભાઇઓ માટે લખુ છું અને મોટા વિદ્વાનો કરતાં તેમને હું વધારે ઉપયોગી સમજું છું અને તેથીજ આવી સાદી ભાષા લખું છું તો પણ જો એમાં પણ મારી ખામી દેખાય તો તે પણ દર ગુજર કરવા અરજ કરૂં છું. વધારે શું કહું ?



# દાવતીમંડળ.



ઉપલા નામની એક મોટી જમાઅત અમારા ત્યાં કાયમ છે અને તે હમેશાં લોકોને વેહદાનિયતની દાવત દેવાનું કામ કરે છે. તેમાં લગભગ ત્રણસોથી વધારે માણસો છે. આટલા બધા માણસો શોધી કહાડી તેમને દાવતના કામ માટે મોટા ખરચે તૈયાર કરવા એ ખુદાતઆલાની મહેર બાની વગર બની શકે નહી. આટલા બધા માણસો અમારા ત્યાં કામ કરે છે તોપણ અમે કોઇ ભાઇને તેમના માટે આજ સુધી પઇસા સંબંધી જરા પણ તકલીફ આપી નથી. કોઇ ભાઇ ખુશીથી કાંઇ મોકલી આપે છે તો તે કબુલ કરી તે મંડળને હવાલે કરવામાં આવે છે. આ મંડળ શાંતીથી ઘણું ઉપયોગી કામ કરતું હોવાથી તેને હજુ પણ વધારવા કોશીશ જારી છે.

હાલ મુકામ
સુરત, હરીપુરા

ગરીબ ફકીર
લી૰ મોટામીયાં.

# તાલીમે ઇલ્મે દાવત.



ખુદાના જ્ઞાનની દાવત કેવી રીતે આપવી તે વિશેની તાલીમની એક બીજી પણ સંસ્થા અમારા ત્યાં કાયમ છે. તે શાંતીથી કામ કરી રહી છે અને દાવતનો ઇલ્મ શીખવાડી સારા ભાઇઓ તૈયાર કરે છે. તેમાં હાલ દાવતના અસલ ધોરણ પ્રમાણે ઘણા માણસો તાલીમ લઇ રહયા છે. તેના નિભાવ માટે ખુદા ઉપર ભરોસો રાખી કામ કરવામાં આવે છે જેથી તેનું ગુજરાન ગમે તેમ પણ થએ જાય છે. જેમ જેમ તેમાં માણસો તૈયાર થાય છે, તેમ તેમ તેમને દાવતના કામે લગાડવામાં આવે છે. તેને માટે કોઇ ભાઇ ખુશીથી કાંઇ મોકલે છે તો તે કબુલ કરી મંડળના તાલીમી ખાતાને મોકલી આપવામાં આવે છે.

| | |
|---|---|
| હાલ મુકામ<br>સુરત.<br>હરીપુરા. | ગરીબ ફકીર<br>લી૦ મોટામીયાં. |